



# કુસુમ કળીઓ.



મહાવીરપ્રસાદ શીવદત્તરાય
સાન્ટાક્રુઝ



# કુસુમ કળીઆો.



( લઘુ કાવ્ય સંગ્રહ. )

લેખક અને પ્રકાશક.

મહાવીરપ્રસાદ શીવદત્તરાય દાધીચ.

રામગઢવાળા

શાન્તાક્રુઝ.



મુદ્રક-પ્રભાશંકર જયશંકર પાઠક. પુરંદરે પાઠક પ્રીંટીંગ પ્રેસ, ૩ ઠાકુરદ્વાર-મુંબઈ ૪.

---

સંવત ૧૯૭૮ ] [ સને ૧૯૨૨.

પ્રથમાવૃત્તિ

પ્રત-૫૦૦.

# પ્રસ્તાવના



—:o:—

દેવી સરસ્વતીને મંદિરે વિકસિત અને અવિકસિત કુસુમ–કલિકાઓ લઇ આ નૂતન માળી પધારે છે. છોડને કેમ ઉછેરવો, તેની કલમ કેમ કરવી, ખાતર કેવું અને કેટલું પુરવું, કેમ માવજત કરવી, સુગંધીદાર પુષ્પો કેમ ઉતારવાં એ સર્વથી તે પૂર્ણ પરિચિત ન હોવા છતાં પોતાથી જેમ વ્યવસ્થા થઇ તેમ કરી નવવલ્લરી ઉછેરી તેની અર્દ્ધ વિકસિત કલિકાઓ ઉત્સાહ ભર્યા દેવી સરસ્વતીને મંદિરે લાવ્યા છે, અને તે તેને ચરણે ધરે છે !

ગુજરાતનાં રસિયાં નરનાર ! આ કલિકાઓમાં થોડી ઘણી સુગન્ધ અને સૌરભ તમને જડશેજ. માળી પુષ્પનો સંગ્રાહક છે; ભોક્તા તો તમેજ છો.

ભાઇ મહાવીરપ્રસાદ જાતે મારવાડી હોઇ ગુજરાતીમાં આટલું સુંદર અને સરળ લખી શકે એ શું ઓછું પ્રશંસનીય છે ! જાણે પોતાની માતૃભાષાજ ગુજરાતી કેમ ન હોય ! હજી તો તેઓ વિદ્યાર્થી છે, અને કલ્પનાના પક્ષ વિમાનનાં ઉડ્ડયન અનુભવે છે. તેમના અભિલાષ કંઇક કંઇક તેમણે 'કવિનો ટહુકાર' એ કાવ્યમાં દર્શાવ્યા છે. સંસારના ખરાબ રિવાજને દફનાવવાનો તેમનો ઉંડો અભિલાષ જણાય છે.

કેટલીક પદ્યપંક્તિઓ ઘણીજ સુંદર અને ચીરંજીવ લખાઇ છે એમ મ્હારે કહેવું જોઇએ.

અચરજ પણ એ કે, પુષ્પ અંતે ખરે છે.
અમર કવિજનોની કાવ્યમાળા રહે છે!

*　　*　　*

સુહાવન્તી કણ્ઠો, અમર કવિતા દેહલતિકા;
અહો! શોભાવે શો કવિજનતણો દિવ્યમહિમા!

વિગેરે પંક્તિઓ તેમનામાં નૈસર્ગિક કાવ્યશક્તિ છે એ સુંદર રીતે પુરવાર કરે છે.

ગુજરાત તેમની આ કૃતિને સત્કારશે અને એ ભાઇના પ્રયાસમાં ઉત્સાહ રેડશે એવી મને આશા છે.

નાગરદાસ ઇ. પટેલ.

श्रोदाधमती जयति

# લેખકના બે બોલ.



જે સાહિત્યોદ્યાન સુવિકસિત કુસુમોથી ભરપુર છે, તેમાં વળી આવી કળીઓની શી આવશ્યકતા હોઇ શકે ! એ તો સુવર્ણ-મયી લંકાને એક ન્હાનકડી સોનાની મુદ્રિકા દેખાડવા જેવું છે ! પણ આવી મૃદુ કળીયો વિના કુસુમો વિકસી પણ કયાંથી શકે ! તદ્દનુસાર આવી કળીઓ કોઈ પણ દિવસે પુષ્પ રૂપે વિકસશે એવી આશાથી આ મારો પ્રથમ પ્રયાસ સાહિત્યરસા-નુભવી સજ્જનો સ્વીકારશે એટલી તો શુભેચ્છા હું રાખી શકું.

પ્રસ્તાવનાના લેખક ભાઇ નાગરદાસે મારા આ રંક પ્રયત્નને સપ્રેમ વાંચી કાઢી આદિ વચન લખી આપવા જે કૃપા કરી છે જે બદલ તેમનો, તેમજ મોઢ માર્તંડ માસિકના અધિપતિ પ્રભાશંકર જયશંકર પાઠક જેવા સજ્જન જોડે પરિચય કરાવી મારો ઉત્સાહ વધારનાર વૈદ્યરાજ ભાનુશંકર નિર્ભયરામ વરતેજવાળાનો, તથા આ લઘુ કાવ્યોના મુદ્રક પાઠક પ્રભાશંકર-જીએ મારા આ પ્રથમ પ્રયાસ પર યોગ્ય પહેલ પાડી વિશેષ સુશોભિત કરી પોતાના માસિકમાં તેને સ્થાન આપવા બદલ જે ઉદારતા બતાવી છે તે બદલ તેમનો પણ આભાર માનવાનું હું વીસારી શકતો નથી.

ગુર્જર વાચક વર્ગ આ પ્રયાસની ત્રુટીઓ બદલ મને યોગ્ય સૂચનાઓ કરશે તો આભાર સહ સ્વીકારાશે.

પ્રાઇવેટ રોડ. સાંતાક્રુઝ તા.૧-૬-૨૨ } મહાવીરપ્રસાદ શિવદત્તરાય દાધીચ રામગઢવાળા.

# સમર્પણ.



મંદાક્રાન્તા.

આવી લેજે,
કુસુમ કળીઓ
બાલકૃષ્ણ ! પ્રતાપી !

ખીલન્તી આ
મધુ કુમળીઓ
પ્રેમ ઘેલા તપસ્વી !

સીંચી આપું
હૃદયસરનું
પ્રેમ વારી ભરીને !
જન્મી લેજે
અનુજ રસિલા
પ્રેમ હૈયે ધરીને !

---

## અનુક્રમણિકા.





*આ કાવ્યો મોદ માર્તણ્ડમાં પ્રકટ થયાં છે.





॥ श्री दधिमती जयति ॥

# પ્રભુ પ્રાર્થના.



શિખરિણી.

અહો ! સૃષ્ટા ! સ્વામી !
જય જય નમું નાથ ! તમને,

સદા સ્નેહે વ્હાલા !
સતત સુખથી ભક્તિ ધરીને;

પ્રભો ! આલેખું હું,
તવ ગુણ તણાં કાવ્ય રસિલાં,

સુધા જેવું મીઠું,
મધુર રસનું પાન કરતાં.



(૨)

## કવિતા.



તોટક.

કવિતા મધુરી શ્રવણે પડતી!
 ક્ષણમાં ચઢતી ક્ષણમાં પડતી!
ક્ષણમાં રડતી, ક્ષણમાં હસતી!
 કવિતા રસિલી રસથી ઝરતી!

જગમાં ભમતી, નભમાં ચરતી,
 જળમાં તરતી, શિખરે ઉડતી!
વનમાં ફરતી, કળીઓ વિણતી!
 કવિતા સુખદા અમને ગમતી.

ચઢતાં પ્રિય સંગીતમાં વધતી!
 મનનાં દુઃખડાં સરવે હરતી!
સુખમાં અતિ એ સુખદા બનતી!
 કવિતા યશદા મનમાં રમતી.

# કુસુમ અને કાવ્ય.



માલિની.

હૃદય કવિજનોનું કુંજ જેવું દીસે છે,
મનહર કલિકાઓ કલ્પનામાં ખીલે છે.
વિકસિત કુસુમો કો કાવ્ય રૂપે મધુરાં
જગમહીં પ્રસરાવે ગંધ મીઠી અનેરાં

મધુકરગણુ જાણો કાવ્યપ્રેમી જનોને.
સુરસિક ધરતા જે પ્રેમ કાવ્યો પરે એ;
મધુકર જયમ ગુંજે પુષ્પવાળી લતામાં,
રસિકજન રમે સૌ કાવ્યમાં મુગ્ધ થાતાં.

અચરજ પણુ એ કે પુષ્પ અંતે ખરેછે!
અમર કવિજનોની કાવ્યમાળા રહે છે!
કુસુમ કવન કેરો ભેદ આ સ્પષ્ટ જાણું,
તદપિ હૃદય ઉર્મિ ના દબાવી શકું હું.



# કોયલડી.

તાટક

મધુરી ટહુકે સખી ! કોયલડી !
　વનમાં ટહુકે પ્રિય ! કોયલડી !
તરૂમાં ટહુકે રૂડી કોયલડી !
　સુખમાં ટહુકે મીઠી કોયલડી !

ઝરતું સખી ! કોકિલ કણ્ઠ થકી,
　રસનું ઝરણું પ્રભુ ગાન કરી;
કરતાં વનને રમણીય સદા
　અતિ કોયલનાં વચનો મધુરાં !

અલિ કોકિલ શી પ્રભુની રચના ?
　કરી કાળી તને કયમ વાંક વિના ?
અલિ ! આર્ત સ્વરે ટહુકાર કરી,
　પ્રભુ ભૂલ બતાવતી તું મધુરી ?



# કવિજન તણો દિવ્ય મહિમા.



શિખરિણી.

સુધા જેવી મીઠી,
મધુર કવિતા સ્નેહ ઝરણી,
ખરે ! લોકોનાં તે
દુઃખિત મન આનંદ કરતી;
સુહાવ-તી કણ્ઠો,
અમર કવિતા દેહલતિકા,
અહો ! શોભે એવો
કવિજન તણો દિવ્ય મહિમા !



# અદ્‌ભૂત ત્યાગ.



ઉપજાતિ.

ત્યાગી ઘણા છે, પણ ત્યાગ સ્પષ્ટ
પવિત્ર એ સર્વે વિષે દિસે કયાં ?
જેને કહીએ “તજવું” કરે તે
ભોળી અલેતી કુમળી વનિતા.

શિખરણી.

ત્યજી માતા વ્હાલી, પયરસ સુધાપાન ઝરણી,
ફરે બાળા સંગે પ્રિયતમ અજાણ્યે ઘર વસી;
અહો છોડી દીધાં, પરમ હિતકારી ગુરૂ પિતા,
ધરી સાચું હૈયે, હિત અવરનું ત્યાગી અબળા !
ત્યજી પોતાનું એ, અજબ અબળા ધારણ કરે !
હતું બીજાનું જે, પરમ સુખથી ધ્યાન દઇને.
ગૃહે પોષે પાળે, અજબ પ્રીતથી બાળ મધુરાં !
ખરે સાચી ત્યાગી ! પરમપુનિતા એક અબળા !

# કવિત્હૃદય.



શિખરિણી

કવિ વ્હાલા! ત્હારૂં
    હૃદયઝરણું સુંદર વહે!
અહ્ના આનંદે એ
    અતિ ઉછળતું પ્રેમલ્હરીએ!
ઉઠે મોજાં ત્યાંયે
    અજબ મધુરાં મોદ ભરતાં!
સુધા જેવાં મીઠાં
    સકળ જગનો સ્પર્શ કરતાં!
કદી જો આવે ત્યાં
    લલિત ભરતી પ્રેમઝરણે
મહા વેગે ફેંકે
    મધુર જળ આનંદ થકી એ!
અહાહા લોકો તો
    મન મહીં ભરી પ્રેમજળ એ!
સદા આનંદે સૌ
    પ્રણય ધરતાં પ્રેમલ્હરીએ.



# કવિનો ટુહૂકાર.



તોટક.

કવિકોકિલ ! તું અમ કુંજ વિષે,
ટહૂકો મધુરો મુખથી કરજે !
લલિતા કવિતા જરી ગુંજી જજે
અમ ગુર્જરી કુંજ વિષે તું સખે !

તવ એ ટહૂકે અમ દુઃખ સખે !
મટશે જન નેક તણાં જ ખરે
કર તું ટહૂકો કવિબાલ ! ટુહૂ !
દુઃખડાં ઉડશે સુણી બોલ ટુહૂ !

કરી વિક્રય બાળ—કિશોર તણું,
ભરતા ગજવાં જન નાણું ઘણું;
ધરતા નવ લેશ દયા મનમાં,
તવ આ ટહૂકે ઉઠશે સઘળાં.

ક્રૂર બાળવિવાહ થતાં શિશુઓ,
ભણતાં નહિં શાસ્ત્ર રૂડાં પશુઓ
નિજ ઘેર વધૂસહ શૉખ કરી,
નિજ જન્મ ખુએ બનીને વિષયી.

તન રોગ ભરી રસ ક્ષીણ બની,
અતિશે બનતા કૃષ એ દુઃખથી;
સુખથી થઇ વંચિત તે અસમે,
મરતાં બચશે સઘળાં ટહૂકે!

વનિતા ભુલતી નિજધર્મ સતી,
બહ્દ્રેશનનાં કંઈ ઠાઠ મહીં,
બની ગર્વ–ગધી નિજમાન ફૂલી
પતિનું મન મૂલ્ય પઈ ગણુતી!

મનથી વ્યભીચાર કરી તનને,
બસ ભ્રષ્ટ કરે નિજ જન્મ ખરે!
પડી પાપકુપે ઘણી રે' સડતી,
તવ આ ટહૂકે ઉઠશે સઘળી.

જન જે નિજ દેશ તણા હિતનાં
કરતા નહિં કાર્ય કદાપિ રૂડાં;
ઘરમાં પડીને પશુવત્ ગળતા,
તવ આ ટહુકે ઉઠશે સઘળા.

કરજે રસિલા કવિ! તું ટહૂકો,
કરજે નિરસી જગને મધુરો.
હરજે દુઃખડાં સરવે જનનાં,
થઈને વિજયી સરવે સ્થળમાં.



# એક કુંજ.



માલિની.

મનહર હિસતી આ, કુંજ આનંદકારી,
સુભગ સકલ ભાસે, મોહકારી જ ભારી,
શીતળ પવન વાયે, મંદ લ્હેરે રમાડી,
તરૂ ફળ ફુલનો એ સ્વાદ લેતો ગુમાની.

કલરવ કરતાં આ પક્ષી કેવાં મધુરાં,
મધુર સરળ મીઠા મોહકારી રસીલાં;
ટુહૂટુહૂ કરતી જો કોકિલા પેલી કેવી !
વિરહ દુઃખથી બોલે યૌવના જેમ ઘેલી !

ઝરતું ઝરણુ કેવુ નિર્મળું નીર પૂર્યું !
કરતુ શીતળ સૌને ગાન રૂડુ ગુંજતું
ધવલ ધવલ ભાસે કુંજ પુષ્પે ભરેલી !
રચતી વિષદ પંક્તિ વેલડીથી લચેલી !



# ગુરૂકુળ.



તોટક.

પ્રિય ભારતના ગુરૂકુળ રૂડા,
અમ પૂર્વજ ને જન સર્વ તણા,
નવ ગૌરવ રક્ષકના રૂપમાં,
શુભ ચિન્હ સમા જગમાં સ્થિર હો !

વસુ વર્ષ થતાં ગૃહવાસી લઈ
નિજ આત્મજને ગુરૂ પાર્શ્વ જઈ,
"તમ પુત્ર ગણી શુભવિધ કરો,"
વદતા અતિશે મધુરાં વચનો.

"તમ બાળ નહીં મમ બાળ હવે,
સુખથી ગૃહમાં જઈ કાર્ય કરો"
ગુરૂ ધૈર્ય દઇ વદતા મુખથી,
વળતા પિતુ રમ્ય ગુરૂકુળથી.

ભણતા શિશુઓ મમતા ધરીને
ધરતા સમતા મનમાંહી સહુ !
જયમ એકજ માત તણાં કુમળાં
કુસુમો સરખા દિસતા સઘળા.

રવિનાં કિરણો ન જણાય જ ત્યાં
ફરવા નીકળે સઘળા વનમાં;
જઇ શૌચ પછી શુભ સ્નાન કરે
જળમાં તપસી પ્રભુ ધ્યાન ધરે !

ગુરૂકુળ મહીં પછી એ વસતા;
ગુરૂપાસ સુખે મનથી ભણતા;
નયશાસ્ત્ર શીખી શુભ વેદ ભણી,
નિજ જન્મ તણી પ્રભુતા નિરખે !

વીશ વર્ષ થતાં ગુરૂ પાય પડી,
ફરતા સઘળા નિજ ઘેર ભણી;
નિજ માત તણે પદ શીશ ધરી.
'પિતુ દેવ નમું' વચનો ઉચરી.

નિજ દેશ તણા હિતમાં રમતા,
શુભ કાર્ય સદા સુખથી કરતા;
વિકસે જગમાં કુમળાં શિશુઓ,
ગુરૂકુળ તણાં વિમળાં કુસુમો !

# સાચો ગૃહસ્થ.



શિખરિણી.

સદા આનંદે જે, ગૃહ સુભગમાં વાસ કરતા.
તથા શાણા પુત્રો, પરમ સુખ આનંદ ભરતા!
સદા કાન્તા મીઠાં, વચન વદતી પ્રેમ ધરીને,
સતી શાણી વ્હાલી, પતિ દિલ વિષે મોદ ભરીને.

ગુણી મિત્રો જેના, વિપદ પડતાં ધૈર્ય દઇને.
રહે સંગે સાચા, પ્રણયબળથી દુઃખ હરીને
ગણે માતા જેવી વિમલ સુખદા. મિત્રવધૂને,
મળે એવા મિત્રો, અવની પર પુણ્યોદય વડે.

સદા લક્ષ્મી દેવી, ગૃહ સુખદમાં વાસ કરતી
વળી સંતોષે એ, નિજ સકળ ઇચ્છા સુખ દઈ!
સદા જ્યાં પામે છે જન સકળ આતિથ્ય સુખમાં,
ગૃહો એવાં સૌ એ, અચળ સુખમાં નિત્ય વસતાં!

ધરી આજ્ઞા માથે, કપટ તજીને ચાકર રૂડા,
કરે સર્વે કાર્યો, સતત સુખથી સ્નેહ ધરતાં;
ચહે સ્વામીનું એ, પરમ હિત આનંદ ધરમાં,
ગણે પોતાનું એ ગૃહજ ભગિની માત ગણતા!

સદા થાતું જ્યાંહીં, હરિભજન આનંદ થકી એ.
ગવાતાં ગીતો સૌ, વિમળ પ્રભુનું ધ્યાન ધરીને,
રહી સાધુ સંગે, સતત સુખથી જ્ઞાન ભરતા,
ખરે ! માન્યું જેને, સુલભ નહિ તે પ્રાપ્ત કરતા.

સદા થાતાં દ્રવ્યો, સુરસ મધુરાં ભોજન સમે,
પ્રભુને અર્પીને, જમણ જમતા મોદ ભરીને;
અહા ! તે પુણ્યાંશી વિમળ ગૃહસ્થાશ્રમ મહીં
વસે જે આનંદે, પરમ સુખસંતોષ જ થકી.



## મધુકર પ્રતિઃ—



સુખે સુંઘો સૌ આ,
મધુર કળીઓ પ્રેમ ધરીને,

અનેરી સુગંધી
મધુકર અહો મસ્ત થઇને !

સદા ગુંજો કુંજે
સતત રસ પીતા ઉર થકી,

અને શાંતી પામો,
કુસુમકળીના સેવન થકી !